સન ૧૯૭૮.     આવૃત્તિ ૩ જી.     પ્રત ૪૦૦૦.



# સાળ વરસની સતી

## અને

# નવ વર્ષનો પતિ

## ભાગ ૩—૪ થો.

લેખકની પરવાનગીથી છપાવનાર

બુકસેલર જદુલાલ નારણદાસ.

સ્વામીનારાયણના મંદીર પાસે [દુકાન]

અમદાવાદી બજાર, ગાંધીપોળ (?ર)

મુ નડીઆદ.

કીંમત રૂ. ૦-૧-૬.

સચીત્ર ... સાંસારીક નૉવેલ

# અન્નપૂર્ણા યાને પવિત્ર પ્યાર.

ચાર સુંદર ફોટોગ્રાફીક રંગ-બેરંગી ચીત્રો ઉપરાંત આર્ટના મજબુત પુઠા ઉપર સુંદર બે ફોટાથી સુશોભીત કરેલી નૈતિક, ધાર્મીક અને સામાજીક વિષયો દર્શાવતી સંપૂર્ણ નવલ કથા જરૂર ખરીદ કરો. સ્ત્રીનું સતિત્વ, પતિનો પ્રેમ, કામાંધના કૃત્યો, જાલીમ સસરાનો જુલ્મ, વિગેરે રસમય વિષયો વાચનારને આનંદમા ગુલતાન બનાવે છે અસલ કીંમત રૂ. ૧-૮-૦ શ્રાવણ સુદ પુનમ સુધીમા ખરીદ કરનારને ફક્ત રૂ. ૧) લેઇ આપવામા આવશે તે ઉપરાંત (૧) વર્તમાનકાળનો ઈન્સપેકટર (૨) ચહાદેવીની ચઢાઇ (૩) જસમા ઓડણ એ ત્રણ પુસ્તકો મફત આપવામા આવશે. પોસ્ટેજ જુદુ. તુરત લખો—

બુકસેલર જહુલાલ નારણદાસ.
ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે,
મુ. નડીઆદ.

શ્રી લક્ષ્મીવિજય પ્રીં. પ્રેસ (બ્રાન્ચ) રતનપોળ નગરશેઠ મારકાટમા
દેસાઈ રાયચંદ છગનલાલે છાપી-અમદાવાદ

# સોળ વરસની સતી

અને

# નવ વર્ષનો પતિ

ઉર્ફે

## બાળલગ્નના બળાપા.

## ભાગ ૩ જો.

રાગ—બારમાસી.

પિયુ સંગ પ્રેમ રાખુ નવીન વાતો ભાખુ
તોયે તે નવ બોલે હસીને નવ રોલે ૧૨૨

જ્યારે બહુ સતાવું ત્યારે કહે તો આવુ
તું ના કરીશ વાતો એમ કહીને મારે લાતો ૧૨૩

સાસુજી મારી દેખે ત્યારે વાત એમ પેખે
લાવોને વહુજી લાડું પુત્ર વિદેશે કહાડુ ૧૨૪

સાસુની વાત જાણી અરે ઉભી છાની માની
તે જોઇ મને બળતી નવ દેખે ત્યારે ઠરતી ૧૨૫

કીયા ભવનું વેર વાળી મારો મનખો દે બાળી
ઓ હંશ આવે વારે મારૂં દુખ સર્વે ટાળે ૧૨૬

એ દડા છે રબરના વળી ભર જુવાની બરના
પિયુ વિદેશ જાશે મારૂં અહીં શું થાશે ૧૨૭

ગોશ ગુલાબી ગાલ કમર કમાન વાળ
તેવુ છે મુજ અગ રમુ હુ કોની સંગ ૧૨૮

કારતકે સાહેલી મને કથ ગયો મેલી
મને કામ બાણુ વાગી ઝબકીને હુ તો જાગી ૧૨૯

હવે શું કરૂં હું માડી દુઃખ ભોગવું છું દાડી
એ વાત કોને કહેવી મનમા વીસારી લેવી ૧૩૦

સુણ સખી તુ છે મારી બળવંત બુદ્ધિ તારી
રસ્તો બેતાવ્ય એની ઓલાય આળ વેલી ૧૩૧

પાકયા ખેતર સર્વે ધણી લણે છે ગર્વે
પાકી જુવાની મારી નાથે મુકી વિસારી ૧૩૨

તાડે પાકી છે તાડી ફુલ પાકયાં ફુલવાડી
રામ સીતાને વાલા ભોગે ભમર કાલાં ૧૩૩

અરે માગશરે દીવાની હુ નથી જીવવાની
વળી વસ્ત્ર છે રંગાળા જરી કોર સેલ વાળાં ૧૩૪

પેહેરૂ હુ કોને કાજે દેખીને તન દાઝે
સ્વામી વીના શું કરવું વિજોગ દુઃખ મરવુ ૧૩૫

કરવુ તો કોની સારૂ ખાન પાન તો રૂપાળુ
ઉઠે છે અંગે દારૂ શી પેર ખાઇ ઠારૂ ૧૩૬

ઝરે છે નીર નયને ભીજાય શીર શયને
આવો નાથ ઓ મોરારી ખબર લ્યો હમારી ૧૩૭

પોશ માશ આવ્યો તોય કંથ નવ આવ્યો
લેખનીચુ જાય ઝરતું એથી બીજું શું નડતું ૧૩૮

ચાલો સૌ ગામ જઇએ પ્રીતમના ગુણુ ગઇએ
સખીઓને ભેગી થઇએ દુઃખોની વાતો કહીએ ૧૩૯

જ્યાંસુધી બનશે આવું મને ગમશે નહી ખાવું
પીયુડો મારો મળશે ત્યારે તો જીવ ઠરશે ૧૪૦

અરેરે આવો નાથ ઝાલોને મારો હાથ
મને પ્રેમે નવ બોલાવો સૌ દીલ તો ખોલાવે ૧૪૧

આમ ફરી મુંઝાઉં સખી કોને કહું આવુ
એ ઇસ વારે ચઢજે સૌ કાર્ય મારૂં કરજે ૧૪૨

મહા મહીનો બેઠો પીયુ ગામમા ન પેઠો
મન મારૂં ગભરાયે અરેરે કેમ થાયે ૧૪૩

ખબર મારી લીઓને જવાબ કઇ દીઓને
પીવાડી પ્રેમ પ્યાલી તમે ગયા છો ચાલી ૧૪૪

તહેવાર જ્યારે આવે પિયુ સ્વપ્નમા સતાવે
આખ ઉઘાડી દેઉ તો કાંઈ નવ જોઉ ૧૪૫

પછીથી બેઠી થાઉંછું દિલને શિખામણુ દઉંછુ
પ્રીતમ મારા પ્યારા તું થાય કેમ ન્યારા. ૧૪૬

મુજ સંગ રમનારા કમળના ભમનારા
તને ટાઢ બહુ એ વાય મારૂ તો શું એ થાય ૧૪૭

રૂડો ફાગણ ફુલ્યો છે ખુબ કેસુડો ખીલ્યો છે
તેવું વિરહ આવે તોય કંથ નવ આવે ૧૪૮

જેમ હોળી તો બળે છે તે દીલડું કળે છે
હું નોતી તારી નારી તેથી જુવાની બાળી ૧૪૯

બુળેટી આવી પાસ કેમ રાખું તારી આશ
પરણેત પિયુ મ્હારા કેમ થાય છે તું ન્યારા ૧૫૦

તને ઘટતું નથી આવુ મુજના વિના તે ખાવુ
ચોરીમા હાથ ઝાલ્યો જીવ મુજનો તો બાળ્યો ૧૫૧

આ ચઇતરે બગીચો ભર્યો છે ગીચો ગીચ
ગુલાબ કેરી વાડી ખીલે છે દાડી દાડી ૧૫૨

વળી આંબા જેમ ફુલે જોબનીયું મારૂ ઝુલે
ડમરો જુઓ ગુલાબ ગુલ તોરાનો શું રાગ ૧૫૩

લીલા પીળાં ને રાતા ફુલડા તે હરખાતા
તુ મુકી રહ્યો જાતો મને શોક નથી માતો ૧૫૪

કુમળી આ કરમાય મને વિરહ નવ માય
બળતીને નહિ બાળો મારૂ દીલ આવી ઠારો ૧૫૫

છોગાળા છેલ આવો નવીન વસ્તુ લાવો
પછી પ્યારીને બોલાવો લીયો જોબનનો લ્હાવો ૧૫૬

વેશાક કેરા માસે તમે આવો મારી પ સે,
જોઉં તમારી વાટે નદી નાળા કેરા ઘાટે ૧૫૭

જેમ દીન ક્રહેતા જાય મનખો તે રદ થાય
દિલ મારૂ બળી જાય શરિર તો સુકાય ૧૫૮

આ જળનાં જીવડા તો વાદળમા કેમ રહેશે
પયણેત તારી નારી દુ ખ કેવી રીતે સહેશે ૧૫૯

વળી બાળપણમાંથી મારૂં હીત ન વીચાર્યું
માબાપે મારા કર્મે આ કજોડુ કયા લગાડયું ૧૬૦

અરે બહુ થયું છિ સ્વામી કહુ છું શીષ નામી
તમે ઝટ ઘેર આવો ભોજન રૂડાં ખાવો ૧૬૧

વળી જેઠ માસે જાણી શરમ કઇક આણી
ઉનાળો ઉલી જાયે પણ તુ તો ન દેખાય ૧૬૨

ઘડી ગણુતા માસ થાયે આઠ પ્હોર કેમ જાયે
આવુ દુ ખ મારૂં જાણી પધારો પ્રેમ આણી ૧૬૩

સુદીર શરમાળા તમે મુકો સર્વે ચાળા
તમે ઘેર આવી ચડજો સૌ દુઃખ મારા હરજો ૧૬૪

પીયુ તમારા કાજે હું જીવ આપુ આજે
તને કોઈ જરી ન લાગે તું કેમ દુર ભાગે ૧૬૫

વળી કરશો નહીં આવું હું કોને દુઃખ કહાવુ
તમે આવો ઘર વિષે કાઢીને સરવે રીસ ૧૬૬

અસાડ માસ આવી વીજળી તે મેઘ લાવી
ચમકારો બહુ ચલાવી મુજને દીધી હલાવી ૧૬૭

મુબાઈ થઈ છુ આવી તેં મુને બહુ સતાવી
હવે ચઢજે મારી વારે લાવીને ઝટ પારે ૧૬૮

સુખ સજ્યામા હું જાવું ખાલીજ ડોલાં ખાવુ
સુતા ને સ્વપનામા તમારૂં નામ ગાવુ ૧૬૯

અવધ થઈ છે વાલા શરમાવો શીદ ઠાલા
હવે તો ઘેર આવો મુજ દીલ તો રીઝાવો ૧૭૦

અરે કહું છુ કરજોડી દેશો ન તરછોડી
હુ દાસી છું તમારી વેલી લીઓ સભાળી ૧૭૧

સુંદર જુઓ શ્રાવણે ફુડા મુકયા નાવણે
તે જાણી ઘેર આવો મુજ મનને તો ભાવો ૧૭૨

કેમ વાલા દુર જાઓ મને તો શું સતાવો
પ્રભુએ કેર કીધો આપે દગો શુ દીધો. ૧૭૩

જુવાની ચાલી જાશે ત્યારે તુ પસ્તાશે
તેમા શુ તારૂ વળશે નવ દુખ મારૂં ટળશે ૧૭૪

હુ બહુ લખુ છું આવુ શુભ સંદેશા જે કહાવું
સોને શ્રીફળ મઢ'વુ તુજને મનાવા આવુ ૧૭૫

ગયા છો તરછોડી મમ પ્રીતને તરછોડી
વીના વાકે સતાવી લખ્યું હશે જે ભાવી ૧૭૬

નોતી જાગતી હુ માફી ચરણમાં શીશ નાખી
હવે ગઇ છુ હારી આવીને લેજો તારી ૧૭૭

આ વખતે નથી કોઈ માટે રહી છુ રોઇ
તે અરજ કાન ધરજો મારૂ દુખ આવી હરજો ૧૭૮

ઉઠે છે અંગે આગે ઘણી મને તો લગે
હુ ક્યાં જઇને કહું શી રીતે હવે રહુ ૧૭૯

મગને સર્વે કીધુ પણ અહીંયા મુકી દીધુ
બાકી રહેલુ એનુ ચોથા ભાગમાં લખાણુ ૧૮૦

# ભાગ ૪ થો.

સૌ જશે મારી બાજી તેથી થશો શું રાજી
હવે વીચાર લાવો તમે ઘેર પાછા આવો ૧૮૧

આખરે દગો દીધો વિશ્વાસ ઘાત કીધો
તમે હાલ મારા જુઓ જોબનીયુ નવ ખુવો ૧૮૨

મે ખુબ વેઠયાં દુઃખ નીજ સાથમા તો સુખ
હવે લ્યો મને તારી દો મનખો ન બારી ૧૮૩

છઠ્ઠીના લખ્યા લેખ તેને મારે કોણ મેખ
ઓ દૈવ મારા કર્મે લખેલો શુ છે મર્મ ૧૮૪

આવા વીચાર લાવું સખીની પાસ જાઉં
ફરી આડી અવળી થઇને મુજ દીલને રીઝાવુ ૧૮૫

મન ગમતા મારા તાજે આવોને ઘેર આજે
હુ તલસું તમ વીના રગીલા રસ ભીના ૧૮૬

જુઓને ઘરમાં પ્યાલા પડી રહ્યા છે ઠાલા
તમારા વીના સ્વામી પીએ તે કોન પાણી ૧૮૭

વળી પ્રક્યાં છે વાજાં ટેબલ ખુરશી આંગાં
હીંડાળા ખાટ ઝુલે પણ કોણ આવી ડુલે ૧૮૮

સારગી શું આ શોભે પડી રહી છે મોભે
હવે તેને ખાયે જોબન મારૂ જાયે ૧૮૯

વીલંબ ન કરશો માટે કહું છું શીર સાટે
સઉ વાત ભુલી જાજો આવીને ઘેર નાજો ૧૯૦

જેમ દીન ઝાઝા થાયે જોબન મારૂ જાયે
તે તો તું નવ જાણે હવે તો દયા આણે ૧૯૧

જેનો પીયુ વીદેશ જાયે તેનું ખરે શું થાયે
તેનો કરી વિચાર તમે આવો ઝટ વારે ૧૯૨

શું આમ કેર કરો વળી ઝટ પાછા ફરો
મુકી દો સર્વે કાજે તમે આવો ઘેર આજે ૧૯૩

હીંમત ગઇ છું હારી હવે મરવાની વારી
પડે છે દુ:ખ ભારી તેથી લો આવી તારી ૧૯૪

ગુનો નથી મેં કરીયો પણ બાપ મારો મરીયો
પાટા બાંધીને નાખી તેથી રહી છું સાખી ૧૯૫

૧૦૮૫૬



સહુ નથી સમજાતું જોબન રહે છે જાતું
સ્વામી તું નવ જાણે વિદેશ મોજ માણે ૧૯૬

વખત વીત્યો ભારી હું થઈ છુ નીરાળી
ફરી મને નોધારી જીવ દીધો મારો બારી ૧૯૭

હવે નથી રહેવાતુ સહન નથી થાતું
રાત ને દીન મારૂ રે દીલડુ દુભાતું ૧૯૮

તમે આવો પ્રાણ મારા શીદ થાવ છો નીરાળા
વળી આવી બેસો પાસે તે દેખી દુ:ખ નાસે ૧૯૯

દયા ધરોને વ્હાલા મારે દુ ખ કેરા ભાલા
કોઈ રીતે નથી સુખી દીન રાત રહું છું દુખી ૨૦૦

હવે થયા છો મોટા શીદ થાવ છો તો ખોટા
કયા જઇને કર્મ ફોડું નવ મળશો આવું જોડું ૨૦૧

આશામાં દીન ગાળુ હું આડી અવળી ભાળું
આવીને ક્યારે મલશો જીવન સફળ કરશો ૨૦૨

દાસીની અરજ ધારી દયા કરો ને ભારી
હુ અબળા છુ નારી કથની કહું છુ મારી ૨૦૩

રહી છું અહીંયાં ભટકી વળી શીર મારૂ પટકી
નથી પામી કંઇ હું સુખ પડે છે બહુ આ દુ ખ ૨૦૪

જુઓ સર્વે મોજ માને તે તો છે ઈશ જાને
તમારી સંગ મારૂં અપાવ્યું કોને પાનુ ૨૦૫

તે નથી સમજાતું જોબન રહ્યુ જાતું
તે તો તું નવ જાણે વીદેશે મોજો માને ૨૦૬

આખરે આશો આવ્યો પીયુ એ સંદેશો કહાવ્યો
હુ જઉં છુ ચીન દેશે તું રેજે આવે વેશે ૨૦૭

ત્યાં જઇને સર્વે જોઇસ હુન્નર શીખી લેઈશ
જ્યારે જાપાને હુ જઈશ ત્યારે તાર મુકી દેઇશ ૨૦૮

આ સર્વ જાણ્યુ જ્યારે ખાધીથી મુર્છા ત્યારે
ઓ ઈશ લે તું તાણી મુજ પર દયા આણી ૨૦૯

દુ.ખથી નથી રહેવાતું કઇઓ નથી જવાતું
મારી નણદી મેણાં મારે દીયેરીઓ બાર કાઢે ૨૧૦

દુખે નથી ખમાતું સૌ પાપ રહ્યુ જાતુ
ઓ ઇશ આવો વારે હવે લાવી ઝટ પારે ૨૧૧

અરે ઓ શેષ નાગે તું કેમ દુર લાગે
અને આવી ડંખ માર મારો પ્રાણ બહાર કાઢ ૨૧૨

તારા ગુરૂની છે આણ તે નક્કી તું તો જાણ
સખત ડંખ મારી લે દુ:ખમાંથી તારી ૨૧૩

મને દુખ બહુ છે પડીયું ઠીક જોડું તેં ના ઘડીયું
નાદાન આવું ભાળે મારે કર્મ તેં ક્યા જડીયું ૨૧૪

ઓ પ્રભુ લે બચાવી મુજ પાસમા તો આવી
કૃત્ય કાળા કરીયા તેં પેટ તારાં ભરીયાં ૨૧૫

સ્વામી કઈ રાખો આશે હવે આવે મારી પાસે
તમે બાળ હઠ લીધી મને છેક તાવી દીધી ૨૧૬

મને પાસે નવ રાખી વીના મોતે મારી નાંખી
જુદાઈ દોને છોડી તમે આવો ઝટ દોડી ૨૧૭

આવી ને પ્યારી કોને પછીથી લાવો લ્યોને
વીચાર સર્વે છોડો મુજ સંગ પ્રેમ જોડો ૨૧૮

વિપત્તથી લ્યોને ટાળી સુખ આપજો દેખાડી
દુ:ખ સર્વે મારૂં જાશે દર્શન તમારાં થાશે ૨૧૯

ચીન નાંખો ઝુલામાં આવી ઝુલો ઝુલામાં
ટેબલ ખુરશી આગાં બેસીને થઇએ તાજા ૨૨

જાપાન નવ જાશો હવે ના ભટકાશો
ઉમર તમારી થઈ છે જુવાની ખીલી રહી છે ૨૨

અરેરે પ્રાણુ નાથ ઝાલ્યો તો કેમ હાથ
શું વાંક મારા પડીયા તેથી તમે તો નડીયા ૨૨

મુકો વીચાર વાલા શરમાવ શીદ ઠાલા
તારાથી પેફ ચીર મુજ નણુદી કેરા વીર ૨૨

સમજુ થયા છો સ્વામી કહું છું શીર નામી
વીચાર સર્વે છોડો ઝટ ઘર ભણી દોડો ૨૨

ગયા છો તરછોડી મુજ કર્મને તો ફોડી
તે દી ની બેસી રહી છું હું હાથ પગ જોડી ૨૨

અરેરે અહીંયાં આવો લીચોને કંઇક લાવો
તમારા વીના બીજા કોઇનો નથી દાવો ૨૨

જુઓને નથી ખામી જુવાની રહી છે જામી
ભરેલી આ છે પેટી આવીને લ્યોને ભેટી ૨૨

રાખી પુરો ભરૂસો આવીને ઝટ જોશો
હાથે ચઢેલો હીરો તમે ગુમાવી દેશો ૨૨૮

જીવતરમાં ધીક એના સ્વામી નાદાન જેના
મળે કદી દુશાલા મણિ મુક્તા તણી માળા ૨૨૯

કોદી જો મળે માન પાછળથી પડે સાન
તેનું જો નહી ભાન આ વાત આવી જાન ૨૩૦

મનોહર મુખડુ તારૂં શીદને થયું છે ન્યારૂં
મને ગમતું નથી ઘડીએ સંગાત કોની હદીએ ૨૩૧

નારંગી જેવી નારી ભભકો છે મારો ભારી
જે જુવે એક વારી તેને થાય છે આભારી ૨૩૨

નાનકડા મારા કંથ શીદને સીખાવો પંથ
વીજયનો દીન જાણી તમે આવો પ્રેમ આણી ૨૩૩

દીને તને ન દેખુ ત્યારે રાતે એમ પેખુ
મારૂં જોડુ જ્યારે મળશે ત્યારે દુઃખ મારૂં ટળશે ૨૨૪

સેજે બીછાવું પુષ્પો તેની આવે ઘણી ખુસ્બો
પોઢન કાજે આવો જરૂર સ્નેહીને લ્હાવો ૨૩૫

જેને જોબને કથ તેને સીધો છે પંથ
મે બહુ કર્યાતા પાપે તેથી પીડાઉ હુ આપે ૨૩૬

મને મન એમ થાયે ખાવા દે મને ફાસી
દુનીઆમા લોક બહુએ કરે છે મારી હાસી ૨૩૭

તેવામા સ્વામી આવ્યા સખીએ તે બતલાવ્યા
નીજ સાથમા વળી તે નવીન વસ્તુ લાવ્યા ૨૩૮

વળી પાસ તેના જઇને ચરણુમા પડીતી
હૈયું ભરાઇ જવાથી હું બહુએ રડીતી ૨૩૯

નવીન વસ્તુ શું છે તે જાણુવા જરૂર છે
આવેના ભાગે તેની ખરી ખબર લહીશું ૨૪૦

આ વાત પહતી કીધી તે પાચમીમા લીધી
મગને જે જે બની તે સાક્ષાત કીધી ૨૪૧

---



શ્રી લક્ષ્મીવિજય પ્રી પ્રેસ (બાન્ચ) રતનપોળ નગરશેઠની
મારકીટમા દેસાઈ રાયચદ છગનલાલે છાપી—અમદાવાદ

# સસ્તી કીંમતમાં ઉત્તમ વાંચન તૈયાર છે.

---

| | |
|---|---|
| લગ્નનાં રાષ્ટ્રીય ગીતો ... ... | રૂ. ૦-૧-૦ |
| વર્તમાનકાળનો ઇન્સપેક્ટર ... .. | ૦-૧-૦ |
| રાષ્ટ્રીય ગરબા-સ્વરાજ્ય ગર્જના... ... | ૦-૨-૦ |
| સંગીત શશીકળા સચીત્ર વાર્તા... ... | ૦-૬-૦ |
| કુલીનની કન્યા-સચીત્ર વાર્તા . ... | ૦-૪-૦ |
| રાજર્ષિ ભર્તુહરી-સચીત્ર વાર્તા ... | ૦-૮-૦ |
| મહાભારત અઢારે પર્વ સચીત્ર ... | ૩-૦-૦ |
| ચહાદેવીની ચટાક-ભાગ ૧-૨ ... | ૦-૨-૦ |
| મુંબાઇની શેઠાણી ભાગ(૧-૨-૩)... ... | ૦-૩-૦ |
| કળીનો કેર .. ... ... ... | ૦-૧-૦ |
| જસમાઓડણ ફેન્સી ટાઇટલવાળી.. ... | ૦-૧-૦ |
| સોળ વરસની સતિ નવ વરસનો પતિ— ( ભાગ ૧ થી ૬ ) ... .. | ૦-૪-૬ |

બુકસેલરો અને ફેરી કરનારા ગૃહસ્થોને ભરપુર કમીશન આપવામાં આવે છે.

☞ બુકસેલર જદુલાલ નારણદાસ.
ઠે. સ્વામીનારાયણના મંદીર પાસ
મુ. નડીઆદ. ☜

ટુંક સમયમા ઘણોજ બહોળો ફેલાવો પામેલી હમારા
તરફથી પ્રસિદ્ધ થએલી લોકપ્રિય બુક

# મુંબાઇની
# શેઠાણી.

—ભાગ ૧–૨–૩—

નો ગંજાવર ઉઠાવ જોઇ નકલીઆતોનાં ટોળાં તીડની પેઠે ઉભરાઇ નીકળ્યાં છે. લખાણુમાં સહેજસાજ ફારફેર કરી લેખક તરીકે પ્રસીદ્ધિમાં આવવાનો પ્રયત્ન કરનારને આથી

## —જાહેર સૂચના આપવામાં—

આવે છે કે તેઓએ વૃથા દભ તજી દઇ ઇર્ષાનો માર્ગ ત્યાગ કરવો, નહિતો હમારે નીરૂપાયે તેઓનાં નામ પ્રસીદ્ધ કરવાં પડશે.

ગ્રાહકોને નકલીઆતોથી સાવધાન રહેવા વીનતી કરવામાં આવે છે.

આપનો–જદુલાલ બુકસેલર–નડીઆદ